શ્રી.

# વ્યાકરણનું
# શ્રી કચ્છી કૌફીય.

( શ્રી ગુજરાતી ભાષાની સમજુતી સહીત. )


રા. રા. રા. વિઠલજી ભાઈ કેશવજીભાઈ દવે, શ્રી
કચ્છ પ્રાંતના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ
વિગેરેને પસંદ કરાવીને પ્રસિદ્ધ કરનાર,

ઠક્કર નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા.
શ્રી વિવાહ દર્પણ આદિ ગ્રંથોના પ્રકાશક.

શ્રી કચ્છ—ભુજનગરવાળા.



આવૃત્તિ પહેલી— પ્રત ૧૦૦૦
વિક્રમ સંવત ૧૯૭૮ સને ૧૯૨૨.

નોછાવર રૂ. ૧-૦-૦
( કચ્છી કોરી ૬) ૭ )

ૐ

# શ્રી કચ્છી ભાષાની લિપિ

અને

## વ્યાકરણનું પુસ્તક ૧ લું.

## શ્રી કચ્છી કાફીયો સાથે.



( શ્રી ગુજરાતી ભાષાની સમજુતી સહિત. )

મે. રા. રા. વિઠ્ઠલજીભાઈ કેશવજીભાઇ દવે, શ્રી કચ્છ પ્રાંતના એજયુકેશનલ ઇન્સપેકટર સાહેબ વિગેરેને પસંદ કરાવીને પ્રસિદ્ધ કરનાર,

ઠક્કર નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા.

શ્રી વિવાહ દર્પણ આદિ ગ્રંથોના પ્રકાશક.

શ્રી કચ્છ—ભુજનગરવાળા.

આવૃત્તિ પહેલી— પ્રત ૧૦૦૦

વિક્રમ સંવત્ ૧૯૭૮ સને ૧૯૨૨.

નોછાવર રૂ. ૧-૦-૦

( કચ્છી કોરી ૨) બે )

# અર્પણપત્રિકા.



પરમ પૂજ્ય પાવની શ્રી મહા સરસ્વતિ દેવી આપની પરમકૃપાથી
જે શેષ જ્ઞાન પ્રાપ્ત થયું એ આધારથી આ કિંકરે આપની
પવિત્ર છાયાનો વર્ણન આલેખ્યો છે. તે માત્ર આપની
જ કૃપાનુંસાર થયું છે. આ કાર્ય મહાન્ તેમજ
શ્રેષ્ટ હોતાં તેના આદ્ય સંપાદક આપ શ્રીજી
છો, જેથી આપના પવિત્ર ચર્ણાર-
વિંદોમાં આ લઘુ ગ્રંથ સાદર
પૂર્વક અર્પણ કરૂંછું. તે
સ્વીકારી કિંકરપર
હમેશાં કૃપા
દરશાવશો.

હું છું આપનો દાસ.

નારાયણ.

# પ્રસ્તાવના.

આજ લગણુ શ્રી કચ્છી ભાષા માત્ર બોલવાનીજ હતી, અને જેથી તે અદ્યાપિ લગી લિપિ વિનાની ભાષા કહેવાય છે. વળી; અંગ્રેજીમાં Dialect "ડાએલેક્ટ" બોલાતી ભાષા કહેવાય છે. પણ હવે શ્રી સરસ્વતી દેવીની સંપૂર્ણ કૃપા થવાથી ૐ પ્રણવને શ્રી ભગવાને શ્રીમદ્ ભગવદ્ગીતાજીમાં અધ્યાય માં પોતાનું સ્વરૂપ કહેલું છે. અને તેમાંથી સંસ્કૃત, ગુજરાતી આદિ લિપિઓ પણ ૐ માંથીજ ઉત્પન્ન થયેલી છે. તેવીજ રીતે આપણી માતૃભાષા (શ્રી કચ્છી) કે જે એક માહારાજાના મેહેલમાં, ગરીબના ઝુપડાંમાં અને જ્યાં જ્યાં મારા સ્વદેશી બંધુઓ અનેક વિદેશોમાં વસેલા છે, ત્યાં ત્યાં ઘણાજ પ્રેમથી પોતાના ઘરમાં અને સ્વદેશી મિત્રો સાથે બોલાય છે, તેની લિપિ પણ ૐ માંથીજ પ્રસિદ્ધ થઇ છે. અને તે વિદ્વાનોએ પસંદ કરી છે.

વળી, આ શ્રી કચ્છી ભાષામાં શું રહસ્ય અને ઉંચી પ્રકારનું સાહિત્ય સમાએલું છે ? એ વિષે વિદ્વાનો સારી રીતે જાણે છે. અને જેથી ગુજરાતી લિપિમાં અમુક છુટક છુટક ગ્રંથો છપાએલા છે. પણ ગુજરાતી લિપિમાં એ ભાષાના સંપૂર્ણ અક્ષરો ન હોવાથી બરોબર રહસ્ય સમજી શકાય તેમ નથી. જેમકે;—'મગ' ને કચ્છીમાં 'મુંઙ્ગ' કહે છે. એ ઉચ્ચારને મળતો અક્ષર (ઙ) છે. (જા) ને કચ્છીમાં 'વિંઞ' કહે છે. કચ્છી ઉચ્ચાર ગુજરાતી 'ઞ' અક્ષરને મળતો આવે છે. પણ બરાબર તે ને તે ઉચ્ચાર નથી. ગુજરાતીમાં જે દંતસ્થાની ત્રીજો અક્ષર (દ) છે. તેનો ઉચ્ચાર કચ્છીમાં છેજ નહિ.

તે સ્થાને કોઈવાર કચ્છીમાં 'ડ' આવે છે. ને કોઇ વાર 'ધ' આવે છે. જેમકે;–ગુજરાતીમાં 'દુઃખ' ને બદલે કચ્છીમાં 'ડુખ' કહેવાય છે. 'મદદ' ને બદલે 'મધધ' વપરાય છે." વળી, ગાય= 'ગૅા' લખે છે. એ બિલકુલ ઉચ્ચાર મળતોજ નથી. વિગેરે ઉચ્ચારો બોલવાના ગુજરાતી લિપિમાં નથી જેથી તેમાં રહેલું હ્રસ્વ પણ બરાબર સમજી શકાયજ નહિં, એ પણ દેખીતુંજ છે. વળી; વિદ્વાનોની એવી માન્યતા છે કે;–"શ્રી કચ્છી ભાષા બોલનારાઓનું આગમન આ ઇલાકામાં ઉત્તર હિન્દુસ્તાન–તેમાં પણ ખાસ કરીને પંજાબ તરફથી થએલું છે. લુહાણાઓનું અસલ વતન લાહોર છે, એ જાણીતી વાત છે. કચ્છી ભાષા સિંધી, ફારસી, તેમજ સંસ્કૃતનું મિશ્રણ છે. અને પંજાબી બોલી પણ લગભગ તેવીજ રીતે બનેલી છે." અને ગુજરાતી વિગેરે ભાષાના શબ્દો પણ તેમાં સેળભેળ થએલા છે. પણ મુખ્યત્વે પંજાબી અને સિંધી ભાષાના શબ્દો વધારે મળતા આવે છે. અને એ બન્ને ભાષાને સંપૂર્ણ લિપિ પણ છે. અને તેથી તેમાં અનેક તરેહના ધર્મ પુસ્તકો ગીતાજી વિગેરે અને બીજાં સાહિત્યના ઉત્તમ ગ્રંથો છપાએલા છે. એ વિષે આ સેવકે સેજ જરા અવલોકન પણ કરેલાં છે. જેથી લાંબી મુદ્દતથી મારી માતૃભાષાની લિપિ થવા વિષે શ્રી સરસ્વતી દેવીને પ્રાર્થના ચાલુજ કરતો હતો. જેથી માતુશ્રીજીએ કૃપા કરીને મને ૐ પર્યુષણ પર્વમાં શ્રી કચ્છી લિપિનાં દર્શન કરાવ્યાં, કે જે મેં આ લઘુ પુસ્તકમાં શરૂઆતમાંજ ગુજરાતીમાં સમજૂતી સાથે સ્વરો, વ્યંજનો અને જોડાક્ષરો વિગેરે બતાવેલા છે. અને ભાષાનું મૂળ વ્યાકરણની પણ ખાસ જરૂરજ હોવાથી, તે પણ લખીને વિદ્વાનોને પસંદ કરાવીને, આ લઘુ પુસ્તકનું નામ "શ્રીકચ્છી

ભાષાની લિપિ અને વ્યાકરણ" નું પુસ્તક ૧ પેહેલું." ત્રણ પ્રકરણોમાં શ્રીગુજરાતી ભાષાની સમજુતી સાથે પ્રસિદ્ધ કરીને સેવામાં રોશન કર્યું છું.

આજે વીસમી સદીમાં બધીએ ભાષાના સાહિત્યો પ્રસિદ્ધ થએલાં છે, અને થતાં જાય છે, તો પછી આપણી શ્રીકચ્છી ભાષાને લિપિ થવાંથી જે લખવા તથા વાંચવામાં ઘણીજ સહેલી અને બોલવામાં ભાષા ઘણીજ મીઠી છે;–કે જે માણસોએ શ્રી કચ્છીમાં જુદા જુદા રાગોમાં રસીક કાફીયો સાંભળેલી હશે તેમને સંપૂર્ણ અનુભવ હશેજ. વળી આ લઘુ પુસ્તકથી અનેક જાતના ઉત્તમ ગ્રંથો લખવાને સાધનરૂપ થશે. અને અથાગ અંધારામાં પડેલું સાહિત્ય વિદ્વાનો તરફથા એ લિપિમાં સમજુતી સાથે ઇશ્વર કૃપાથી છપાઇને બાહાર પડે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

વળી, કચ્છી કે ગુજરાતી પ્રજાના બાળકોને ગુજરાતી વ્યાકરણ સ્કૂલોમાં ફરજીયાત શીખવવુંજ પડે છે, તેટલા માટે બધી સ્કૂલોમાં ઉપયોગી થાય એવા હેતુથી શ્રી કચ્છી વ્યાકરણને ગુજરાતી વ્યાકરણની સમજુતી સાથે છપાવવામાં આવેલ છે. કે જેથી બન્ને ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવવાને બધાઓને ઉપયોગી થઇ પડે, એવા હેતુથી પ્રથમ લિપિ, પછી વ્યાકરણ અને છેલ્લે રસિક કાફીયો છપાવેલ છે.

વળી, જેમ બીજમાંથી વૃક્ષ થાય છે, તેમ આ લઘુ પુસ્તક સંપૂર્ણ વિચારનારને અતિ ઉપયોગી થઇ પડશે. એવી આશા છે.

આ પુસ્તકમાં લિપિ અને વ્યાકરણ સંપૂર્ણ લખાયા પછી નામદાર મે૦ રા. રા. વિઠ્ઠલજીભાઇ કેશવજીભાઇ દવે, શ્રી કચ્છ પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ અને બીજા વિદ્વાનોએ તપાસીને યોગ્ય સૂચનાઓ આપી છે, અને પોતાના અભિપ્રાયો નિખા-

બસ મનથી લખી આપેલા છે; તે આ ગ્રંથમાં શરૂઆતમાં છાપેલા છે, એ વાંચવાથી સર્વ હકીકત નિગાહમાં આવશે.

છેલ્લે મારી નમ્ર વિનતી એ છે કેઃ—આ ગ્રંથ છપાવવા વિષે શ્રીમન્ કચ્છાધિપતિ માહારાજાધિરાજ મિરઝાં માહારાઓ શ્રી ૭ ખેંગારજી સવાઈ બાહાદૂર જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ. તરફથી અને બીજા જેઓ સદ્‌ગૃહસ્થોએ યોગ્ય મદદ કરી છે, તેઓ સાહેબોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

વળી, પ્રત્યેક કાર્યને અંગે બુદ્ધિદોષ અને દ્રષ્ટીદોષ તો લાગેલાં હોય છેજ. તેમ; આ ગ્રંથમાં પણ તેવા દોષો દ્રષ્ટીગોચર થાય; તો માણસ માત્ર ભુલને પાત્ર છે. એ નિયમ પ્રમાણે તેમાં કાંઇ દોષ જોવામાં આવે તો મને ક્ષમા કરશો. કેમકે;—સજ્જન પુરૂષો નીરક્ષીર ન્યાયને અનુસરીને તે સંબંધે ક્ષમા કરે છે, અને કરેલા શ્રમને ન્યાય આપે છે. જેથી હું પણ એવી આશા રાખું છું.

વળી, એ વિષે કોઇ સદ્‌ગૃહસ્થો તરફથી યોગ્ય સૂચના લખી મોકલાવવામાં આવશે તો બીજી આવૃતિમાં યોગ્ય સુધારા વધારા સાથે ઇશ્વર કૃપાથી આભાર સાથે છપાવવામાં આવશે. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

શ્રી કચ્છ—ભુજ નગર.

લી. કૃપાકાંક્ષી સેવક,

ઠક્કર નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા.

શ્રી વિવાહદર્પણ આદિ ગ્રંથોના પ્રકાશક.

# સર્ટિફિકેટ.

ભાઇ નારાયણજી તુલસીદાસ જોષનપોત્રા એમણે કચ્છી ભાષાનું વ્યાકરણ કચ્છી અને ગુજરાતી બન્ને ભાષાઓમાં તૈયાર કર્યું છે તે હું વાંચી ગયો છું. કચ્છ દેશ તથા તેની ભાષાનું અભિમાન ધરાવનાર સઘળા વર્ગના મનુષ્યો તરફથી આ પુસ્તક આશ્રયને પાત્ર છે એમ મારૂં માનવું છે. "ૐ" અક્ષરના વિભાગો કરી તેને જુદી જુદી રીતે ગોઠવી તેમાંથી તેમણે કચ્છી ભાષા માટે એક નવીનજ લિપિની યોજના કરી છે તે ખાસ ધ્યાન ખેંચે તેવી છે; આ લિપિને કચ્છી પ્રજા તરફથી કેવો આવકાર મળે છે તે જોવાનું છે. સામાન્ય રીતે એ લિપિનો સ્વીકાર થશે તો પછી કચ્છી ભાષાનું સાહિત્ય એ લિપિમાં છપાવી પ્રસિદ્ધ કરવાનું બની શકશે અને એમ થતાં કચ્છી ભાષાની ખાસ લિપિ પણ છે એમ જન સમૂહના સમજવામાં આવતાં એ ભાષાનું ગૌરવ કેટલેક અંશે વધવા પામે એ પણ બની શકે તેવું છે.

માગસર વદ ૧૦ બુધવાર સં. ૧૯૭૫.

(સહી) વિઠલજી કેશવજી દવે,

એજ્યુ૦ ઇન્સ્પેકટર, કચ્છ.

રા. ભાઇ નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા. તમારૂં બનાવેલું કચ્છી ભાષાનું વ્યાકરણ મેં વાંચ્યું. તેમાં જે જે વ્યાકરણ દોષ મારા જોવામાં આવ્યાં તે સુધારી આપ્યા છે. ૐ પરથી તમે જે કચ્છી અક્ષરો ઉપજાવી કાઢેલા છે. તે લખવામાં ચાલી શકે તેવા છે. તેને માટે કચ્છી અને ગુજરાતી કોપીઓ બનાવવી જોઇએ કે જેથી હાથ તે અક્ષરોપર સારી રીતે વળી શકે. હમણા સુધી કચ્છી ભાષા માત્ર બોલવાનીજ હતી પણ તે લખી શકાતી નહોતી કેમકે તેમાં આવતા કેટલાક ઉચ્ચારોની સંજ્ઞાના અક્ષર ગુજરાતીમાં નહવા. તમારા પ્રયત્નથી હવે તેવા અક્ષરો પણ ગોઠવાયા છે, તો હવે કચ્છી ભાષા લખવામાં હરકત આવશે નહિ. તમારો પ્રયાસ તમને સફળ થાઓ. કચ્છી ભાષામાં પુસ્તકો છપાયાથી તેમાં જે જે સાહિત્ય છે તે પણ તે દ્વારા બાહાર આવી શકશે. માટે આ પુસ્તકને આશ્રય આપવામાં કચ્છી ગ્રહસ્થો અવશ્ય મદદ કરશે એ પ્રાર્થના છે.

મિતિ માગસર સુદ ૭ શનિ સં. ૧૯૭૬.

(સહી) મુગટરાએ ભવાનીશંકર,
ડે. એ. ઇન્સ્પેક્ટર કચ્છ.

---

અભિપ્રાયોઃ—રા. રા. શ્રી દરબારી પ્રેસના મેનેજર અને અંગ્રેજી હાઇસ્કૂલના પર્સિયન ટીચર સાહેબ તરફથીઃ—

શ્રી કચ્છ ભુજના રહેવાસી ઠા. નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા આજ લાંબા સમયથી મારા સહવાસમાં છે તેઓ શોધકબુદ્ધિવાળા, બહુશ્રુત અને સાહિત્યના પ્રેમી છે. હાલ તેમણે કચ્છી લિપિ ઉપજાવી છે તેનું મૂળ ૐ લે તેમાંથી બધા અક્ષરો કહાડયા છે. અ-

ક્ષરની આ રચનામાં તેમનો બુદ્ધિ વિલાસ સ્પષ્ટ છે. કચ્છી સાહિત્ય તેની લિપિ ન હોવાથી અંધારામાં છે તે તેની લિપિ થવાથી ઉન્નતી તથા પ્રસિદ્ધિમાં આવશે અને પ્રસ્તુત ઠકરનો આ ગ્રંથ સૌને લાભ- દાયક થશે એવી આશા છે.

કચ્છ ભુજ—તા. ૧૨—૧૦—૧૯

(સહી) મહેતા કચરા મંગળજી.

## અભિપ્રાય—બીજો.

રા. ઠા. નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા કચ્છી ભાષામાં સારૂં સાહિત્ય છે પણ તેની લિપિ ન હોવાથી તે અંધારામાં છે તે પ્ર- સિદ્ધિમાં આવવા તમોએ કચ્છી ભાષાના અક્ષરો ૐમાંથી ઉપજાવી કચ્છી લિપિ તૈયાર કરી છે અને તે શુદ્ધ લખવા વાંચવાનું સાધન તમોએ આ વ્યાકરણ રચી પુરૂં પાડયું છે. તમારો આ પ્રયત્ન સ્તુતિ પાત્ર અને સફળ થાય એવી આશા રાખું છું. આ વ્યાકરણ મેં વાંચ્યું છે.

કચ્છ ભુજ માગસર સુદિ ૭ શનીવાર સં. ૧૯૭૬

(સહી) મહેતા કચરા મંગળજી.

## અભિપ્રાય—

શ્રી. ઠા. નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા જેઓને ઘણા વર્ષો થયા પરીચય હોતાં સારી રીતે જાણુંછું તેમને દરેક વિદ્યા વિષયના ગ્રંથો લખવા સપ્રેમ ઘણોજ સોખ છે જેથી તેમણે ત્રણેક ગ્રંથો છ- પાવી બહાર પાડેલા છે. હાલે શ્રી કચ્છી ભાષાની લિપિ લખી બહાર

(પ્રણુવ) માં અતી શ્રમ વેઠી મેળવી આપી છે તેથી મને તમામ સંતોષ થયો છે. તેઓ શ્રી કચ્છી ભાષાનું વ્યાકરણ લખી તૈયાર કરવા પરીશ્રમ કરે છે તેમણે આ કચ્છી ભાષાની ઉન્નતીમાં સારી સેવા બજાવી છે એવા ઉત્સાહી ઉપયોગી ખંતવાળાને ધન્યવાદ ઘટે છે.

તા. ૮-૧૦-૧૯. આશ્વીન શુદિ ૧૫ બુધે સં. ૧૯૭૬

( સહી ) બારોટ હમીરદાન પચાણજી.

દરબારી વ્રજભાષા પાઠશાળાના ઈ. શિક્ષક.



# અનુક્રમણિકા.

## શબ્દ વિચાર.

## જાતિ વિષે.



## વચન વિષે.



## સર્વનામ.

"શ્રી કચ્છી લિપિ અને વ્યાકરણ" નું પુસ્તક ૧ પહેલું રસિક કાફીયો સાથે સમાપ્ત,

## પુરો થયો.

---

## જાણવા જોગ હકીકત વિષે વધારો.



---



# શ્રી કચ્છી લિપિ વિષે:—

## પ્રકરણ ૧ લું.

---

### શ્રી મંગળાચરણ પ્રારંભ.

શ્રી સરસતી દેવીકે નમાંતો=શ્રી સરસ્વતી દેવીને નમું છું.

### પ્રાર્થના—દોહરો.

માતા સરસતિ દેવિકે, નમાં નીમસેં રોજ;
કચ્છી લિપો લખણુલાય, ડયો મતીજી મોજ. ૧

### દોહરા.

આંઉં નમાં ૐકારકે, જુકો મિણીજો મૂર;
માતાજીજી મેરસેં, લખાઇ પાણિજો પૂર. ૧
કચ્છી લિપિ લખી નાર્યો, સેલી થીંધી સેજ,
વ્યાકરણ જે વિચારસેં, થીંધો બુધિજો તેજ. ૨

ભાવાર્થ:—માતા સરસ્વતિ દેવીને રોજ નિયમથી નમું છું. (માટે) કચ્છી લિપી લખવા સારૂ બુદ્ધિની મોજ આપો. ૧

ભાવાર્થ:—દોહરા, હું ૐકારને નમું છું. જે સઘળાનો મૂળ છે,
માતાજીની મેહેરથી, પાણીના પુર (માફક) લખી, ૧
કચ્છી લિપિ લખી જૂઓ! (લખવામાં) સેજ સહેલી થશે,
(વળી) વ્યાકરણના વિચારથી, બુદ્ધિનો તેજ (વધારો) થશે. ૨

ઇતિ મંગળાચરણ સમાપ્ત.

## (૨) શ્રી કચ્છી લિપિની ઉત્પતિ વિષે:-

શ્રી ભગવાને ગીતાજીના અધ્યાયમાં ૐ (પ્રણવ) ને પોતાનું સ્વરૂપ કહેલું છે. એટલે તેમાંથી શ્રી કચ્છી લિપિ સ્વર અને વ્યંજન રૂપે ૪૯ અક્ષરો લખાયા. અને જોડાક્ષરો, અંકો વિગેરે કેમ લખવા તે આ સામે શ્રીકો બ્લોકથી છાપેલા છે તેથી સ્પષ્ટ સમજાશે.

## બ્લોકમાં છાપેલા અક્ષરોની સમજુતી.

શ્રી ગુજરાતીમાં ઋ, ૠ, ૡ આ અક્ષરો લખવામાં આવે છે. પણ શ્રી કચ્છી ભાષા લખવામાં તેની જરૂર પડતી નથી. અને િ ી રસ્વ દીર્ઘ ગુજરાતી પ્રમાણેજ લખાય છે.

૧ શ્રી કચ્છીમાં ' ગ઼ ' આ ત્રીજા અક્ષરનો ઉચ્ચાર કંઠના મધ્ય ભાગમાંથી થાય છે. જેમકે;—ગ઼ાં=ગાય. આ અક્ષર ગુજરાતીમાં નથી. જેથી નીચે ટપકું મૂકીને સંજ્ઞા બતાવી છે.

૨ ' ઙ ' આ છઠ્ઠો અક્ષર જોકે ગુજરાતીમાં તેને મળતા ઉચ્ચારનો લગભગ છે. પણ બરાબર તો નથીજ. કેમકે;—મગને કચ્છીમાં મુંઙું કહે છે.

૩ 'ચ' આ સાતમા અક્ષરનો ઉચ્ચાર કચ્છીમાં કોઇ ઠેકાણે 'ઝ' થાય છે. જેમકે;—કુંચીને=કુંઝી, માંચીને=મંઝી વિગેરે.

૪ 'જ.' આ નવમો અક્ષર ગુજરાતીમાં નથી. જ.ભ=જીભ.

૫ 'ઞ' આ બારમો અક્ષર લગભગ તાલુસ્થાની છે. જેમકે;—તરસને કચ્છીમાં 'ઉંઞ' કહે છે. પણ તે ગુજરાતીમાં બરાબર લખાય નહિં.

૬ 'ડ.' આ સોળમાં અક્ષરનો ઉચ્ચાર મૂર્ધસ્થાનમાંથી થાય છે. જેમકે;—ગોળનો=ગુડ બોલાય છે.

૭ ગુજરાતીમાં 'ડ' આ અક્ષરના ઉચ્ચારણ બે રીતે થઇ શકે છે. પણ કચ્છીમાં બન્ને અક્ષરો જુદા છે.

૮ ગુજરાતીમાં 'દ' આ અક્ષર દન્તસ્થાની છે. પણ તેનો ઉચ્ચાર કચ્છીમાં છે જ નહીં. તે ઠેકાણે કોઇવાર 'ડ' આવે છે ને કોઇવાર 'ધ' આવે છે. જેમકે; ગુજરાતીમાં 'દુઃખ' ને બદલે કચ્છીમાં 'ડુખ' ને 'મદદ' ને બદલે 'મધધ' બોલાય છે.

૯ 'ળ' આ અક્ષરને બદલે શ્રી કચ્છી બોલીમાં ર, ડ, લ, ઉચ્ચાર થાય છે. જેમકે;—માળને બદલે માર, થાળનો=થાર, ગોળનો=ગુડ, મેળનો મેડ, બાળકનો-બાલક વિગેરે ઉચ્ચારો થાય છે.

૧૦ 'ક્ષ' આ અક્ષર ક્ તથા ષ્ મળીને થાય છે, પણ શ્રી કચ્છી ભાષામાં એ અક્ષરને બદલે 'ખ' વપરાય છે. જેમકે—'લક્ષ' નો 'લખ' ને 'ક્ષમા' નો 'ખમા' વિગેરે.

૧૧ 'જ્ઞ' આ અક્ષર જ્ તથા ઞ્ મળીને થાય છે, અને તેથી કચ્છી અક્ષરોમાં છેલ્લે ૩૭ મો લખેલ છે. ઉચ્ચાર બરાબર છે. બાકી

ઉપર લખેલા ઉચ્ચાર કચ્છી બોલનાર સાધારણ ભણેલા પાસેથી પણ સમજવાથી તરત આવડશે. અને ભાષા બોલવી તથા લખવી સેહેલી થઇ પડશે.

૧૨ જોડાઅક્ષરો ગુજરાતીની માફકજ જોડાય છે. તે બ્લોકમાં સ્પષ્ટ લખેલા છે.

૧૩ વળી અંકા ગુજરાતી અંકા ઉપર લખેલા છે તે પ્રમાણે લખવા.

૧૪ શ્રી કચ્છી બોલીમાં બારાક્ષરી=(બારાખડી) ની=પાઠ નીચે પ્રમાણે સેવામાં આવે છેઃ—

ક, કે હીન ક, ક, કે કાનો કા, કિ, કકે રસ્વૈ કિ, કી, કકે દીર્ઘ કી, કુ, કકે રસ્વો કુ, કૂ, કે, દીર્ઘે ઉ કૂ, કે કકે હિકડો મંતર કે, કૈ, કકે બ મંતર, કૈ, કો, કકે કાનોમંતર કો, કૌ, કકે કાનો બ મંતર કૌ, કં, કકે મથે મીંઢો કં, કઃ, કકે પુડિયાં બમિંઢા કઃ

ઉપર પ્રમાણે બારાક્ષરીની ખ, ગ વિગેરે અક્ષરોની પણ પાઠ સેવી જોઇએ.

શ્રી કચ્છી લિપિ વિષે પ્રકરણ પહેલું સંપૂર્ણ



# પ્રકરણ ૨ જું.

## શ્રી કચ્છી ભાષાના વ્યાકરણ વિષે.

૯. ભાષા[1]=(ભાખ્યા) મત્રે જુકો ચોખેં ઉચારેંસેં માડુ પિંઢજે મનજો ભાવ બેંએં કેં કે ગાણાય (સુણાય) તો, તેં કે ભાષા=ભાખ્યા ચોન્તા=ભાષા એટલે જે ચોખ્ખા ઉચ્ચાર વડે માણસો પોતાના મનનો ભાવ બીજા કોઇને જણાવે છે, તેને ભાષા કહે છે.

૧૦ વ્યાખ્યા:—હિન વ્યાકરણ મ્યાંથા ઇ ખબર તીપે, ત બોલી સેં કીં ગાલાઇજે? અને લિખજે.=આ વ્યાકરણમાંથી એ ખબર પડે છે કે;—ભાષા સરખી કેમ બોલવી? અને લખવી.

૧૧. હિન વ્યાકરણજા ચાર ભાગ વિધ્વાને કયાએન. ૧ અખર વિચાર; ૨ સબંધ વિચાર. ૩ વાકય (વાગેંક) વિચાર અને ૪ કવિતા વિચાર. પણ હિનમેં તાં ત્રીંભાગે જો બ્યાન કેં મેં આયો આય.=આ વ્યાકરણના ચાર ભાગ વિદ્વાનોએ કરેલા છે. ૧ અક્ષર વિચાર. ૨ શબ્દ વિચાર. ૩ વાકય વિચાર. અને કવિતા વિચાર. પણ આંમાં તો ત્રણ ભાગનું વર્ણન કરવામાં આવ્યું છે.

૧૨ અખર:—પાણ જુકો મોમ્યાંથા જુધા જુધા અને ટુકા ટુકા ઉચાર (વાયક=વાકય) જિભ, ગલો, તારૂ, ડંધ અને ચપેંજી

---

૧. ભાષા એ શબ્દ કચ્છીમાં સુધરેલા (કેળવાયલા) લોકો બોલે છે. બીજા જે અભણ (વગર કેળવાએલા) (ભાખ્યા) શબ્દ વાપરે છે. માટે અમારી માન્યતા પ્રમાણે ભાખ્યા શબ્દજ ખરો છે.

મધધસેં બોલોંતા, તેંકે અખર ચોન્તા.=આપણે જે મોહોડેથી જુદા જુદા અને ટુંકા ટુંકા ઉચ્ચારો જીભ, ગળું, તાળવું, દાંત અને હોઠની મદદથી બોલિયે છિયે, તેને અક્ષર કહે છે.

૧૩ સબધઃ—હિકડો ક વધુ અખર ભેડેંયેથી કીંપણુ અરથ (મતલબ) સમજાજે, તેંકે સબધ ચોન્તા.=એકકે વધારે અક્ષર મળ્યાથી કાંઇ પણ અર્થ સમજાય તો તેને શબ્દ કહે છે.

૧૪ વાયક=વાકયઃ—હિકડો ક વધારે સબધ મિલેથી કીંપણુ અરથ સમજાજે, ત તેંક વાયક=વાકય ચોન્તા=એક કે વધારે શબ્દ મળ્યાથી કાંઇ પણ અર્થ સમજાય તો તેને વાકય કહે છે.

૧૫ અખર વિચાર=અક્ષર વિચારઃ—ભાષામેં અખર કિતરા ઐંન ? સે કેડી રીતસેં લખા જેન્તા ? અને સે કેં કેં ઠેકાણેથી બોલા જેન્તા ? તિન ગ્યાન કે અખર વિચાર ચોન્તા=ભાષામાં અક્ષર કેટલા છે ? અને તેઓ કયે કયે ઠેકાણેથી બોલાય છે ? તેના જ્ઞાનને અક્ષર વિચાર કહે છે.

૧૬ સબધ વિચાર=શબ્દ વિચારઃ—સબધજા વરગ અને તેંજા જુધા જુધા રૂપ થીન્તા, તેંકે સબધ વિચાર ચોન્તા=શબ્દના વર્ગો અને તેઓનાં જુદાં જુદાં રૂપો થાય છે, તેને શબ્દ વિચાર કહે છે.

૧૭ વાયક વિચાર=વાકય વિચારઃ—સબધ ગોઠવેને (ઠાએને) વાકય ભનાયણું, તેંકે વાકય વિચાર. ચોન્તા=શબ્દ ગોઠવીને વાકય બનાવવું, તેને વાકય વિચાર કહે છે.

૧૮ અખરેંજા બ ભાગ ઐંન=મૂર અખર અને જોડેલ અખર=અક્ષરોના બે ભાગ છે. મુળાઅક્ષરો અને જોડાઅક્ષરો.

૧૯ મુળઅખરબીં રીતેજા ઐંન. સ્વર અને વ્યંજન=મુળા અક્ષર બે પ્રકારના છે. સ્વર અને વ્યંજન.

૨૦ સ્વરઃ—જીંનીં અખરેં જો ઉચાર બેં અખરેંજી મધધ વગર થીએ તો, તેંકે સ્વર ચોન્તા.=સ્વર જે અક્ષરોનો ઉચ્ચાર બીજા અક્ષરોની મદદ વિના થઇ શકે છે, તેને સ્વર કહે છે.

૨૧ વ્યંજન જિનીં અખરેંજા ઉચાર સ્વરેંજી મધધ વગર થીન નતા, તેંકે વ્યંજન ચોન્તા=વ્યંજન જે અક્ષરોના ઉચ્ચાર સ્વરોની સહાયતા વિના થતા નથી, તેને વ્યંજન કહે છે.

૨૨ સ્વર અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ ઇંનીં સ્વરેં મેં અ, ઈ, ઉ, હ્રસ્વ ઇતરે બોલેમેં ટુંકા ઐંન. અને બાકીંજા મિડે દીર્ઘ ઇત્રેલમાં ઐંન=સ્વર (ઉપર પ્રમાણેના) એ સ્વરોમાં અ, ઈ, ઉ, હ્રસ્વ એટલે બોલવામાં ટુંકા છે, બાકીના બધા દીર્ઘ એટલે લાંબા છે.

૨૩ વ્યંજનઃ—ક, ખ, ગ઼, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ડ઼, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ, બ઼, ભ, મ, ય, ર, લ, વ, શ, ષ, સ, હ.

૨૪ અખરેંજા ઠેકાણાઃ—અખર મોંજે જિન ભાગમ્યાંથી બોલાજેન્તા, તેંજા ઠેકાણા હેઠ લખ્યા ઐંન=અક્ષરો મ્હોડાના જે ભાગમાંથી બોલાય છે, તેના સ્થાન નીચે લખ્યા છેઃ—

૧. ગલેમ્યાંથી=કંઠસ્થાનીઃ—ક, ખ, ગ઼, ગ, ઘ, ઙ, હ, અ, આ

૨. તારૂમ્યાંથી=તાલુસ્થાનીઃ—ચ, છ, જ, ઝ, ઞ, ય, શ, ઇ, ઈ.

૩. મૂરસ્થાની મુર્ધ સ્થાની:—ટ, ઠ, ડ, ઢ, ઢ, ણ, ર, ષ.
૪. ડંધેમ્યાંથા=દંતસ્થાનો:—ત, થ, દ, ધ, ન, લ, સ.
૫. ચપેમ્યાંથા=ઓષ્ટસ્થાના—પ, ફ, બ, ભ. મ, ઉ, ઊ.
૬. ગલેને તારૂજે ઠેકાણેથી=કંઠ તાળવ્યસ્થાની:-એ, ઐ.
૭. ગલો અને ચપેમ્યાંથાં=કંઠ ઓષ્ટસ્થાની:—ઓ, ઔ.
૮. ડંધ અને ચપેમ્યાંથી=દંતૌષ્ઠસ્થાની:—વ.

## સબધ=શબ્દ વિચાર.

૨૫ સબધજા ભાગઃ-શ્રી કચ્છી બોલીમેં સબધજા પંજ ભાગ થૈ સગેન્તા=શ્રી કચ્છી ભાષામાં શબ્દના પાંચ વર્ગ થઇ શકે છે.

૧ નાં=નામ. ૨ નાં બદલે=સર્વનામ. ૩ વસેષણુ=વિશેષણ, ૪ ક્રિયાપધ=ક્રિયાપદ. ૫ અવ્યય=અવ્યય.

## ૧ નામ વિષે.

૨૬ નાં=નામ:—જીવે પ્રાણી, ચીજું (પધારથ). વનસ્પતિ, ગોઠ વગેરે=નામ:—એટલે પ્રાણી, પદાર્થ, વનસ્થિતિ. ગામ વગેરે.

૨૭ પ્રાણીનાં નામઃ—માડુ=માણુસ, બાવડી=બાયડી, ગૌં=ગાય, મે=ભેંસ ઉઠ=ઉંટ, ઢગો=બળદ વગેરે.

૨૮ પદાર્થનાં નામઃ—ખીર=દૂધ, ખંડ=ખાંડ, સકર=શાકર, છાવ=છાસ, મખણુ=માખણુ, ડે=દહીં, મિઠો=મીઠું ડીયો=દીવો, કોસાડી=ફાનાનણો, સુઇ=સોય વગેરે.

૨૯ રંગનાં નામ:—રતો=રાતો, પીરો=પીળો, કારો=કાળો, ધોરો=ધોળો, (અથવા અછો) નીલો=લીલો, કબરચિત્રો=કાબરચિતરૂં, આસમાની=આસમાની વગેરે.

૩૦ વનસ્પતિનાં નામ:—પિપર=પીપળો, નિમ=લીંબડો,

અક્ક=આકડો, બેર=બોરડી. આમરી=આંમલી, કંઢો=ખીજડો, આમોં=આંબો વગેરે.

૩૧ કુદરતી ચીજોનાં નામઃ—મીં=વરસાદ, ટાંઢો=અગ્નિ, વા=પવન, સિજ્જ=સુરજ, ચંધર=ચંદ્ર, વિજ્જ=વીજળી, સો=ટાઢ, વડર=વાદળાં, આકાસ=આકાસ વગેરે.

૩૨ ધાન્યનાં નામઃ—(ધાંઇ) ગેઉં યાને ગંવ=ઘઉં, બાજર=બાજરો. મુંઙ=મગ, ઉડધ=અડદ, કોએડ=મઠ, નાંગલી=નાગલી, જુવાર=જાર વગેરે.

૩૩ ફરૂ-મેવાનાં નામઃ—મધામ=બદામ, ધ્રાખ=દ્રાક્ષ, બેર=બોર, કાઠાચિભડ=પોપૈયું, લીંમું=લીંબુ, ઝાંદર=જામફળ વગેરે.

૩૪ કંદમુળનાં નામઃ—ગજ્જર=ગાજર, (પિતાઇ) લાવરી, ગજ્જર=રતાળુ ગાજર, મુરી=મુળા, બટાટા=બટેટા વગેરે.

૩૫ બીજાં શાકનાં નામઃ—ત્રીસોડી=તુરિયાં, રીંગણુ=વંત્યાક, ભીંઢા=ભીંડા, ચિભડ=ચીભડાં, કારીંગો=તરબુચ વગેરે,

૩૬ મસાલા-હવેજના નામઃ—મિરચ્યું=મરચાં, ધાણા=ધાણા, હૈધર=હળદર, જીરો=જીરૂં, વઘાણી=હીંગ વગેરે.

૩૭ લુગડાંનાં નામઃ—કિડિયો=અંગરખું, આમો=પહેરાણુ, સુથણ=(ચેંણી) ઇજાર, પાગ=પાઘડાં, પુલારો અથવા ગંધી=ઓઢણી, કપડો=કાપડું વગેરે.

૩૮ શરીરના અવયવોનાં નામઃ—મથો=માથું. કન=કાન, અખ્યું=આંખો, (એક વચનમાં અખ્ખ), નક્ક=નાક. મોં=મોહોડું, ચપ=હોઠ, દંધ=દાંત વગેરે.

૩૯ કુટુંબીયોનાં નામ:—મા=મા, પે=બાપ, અથવા બધા, બાવા, ભા=ભાઇ, ભેણુ=બેન, બાયડી=સ્ત્રી, ( બહુ વચનમાં બાયડયું ) ધરની સ્ત્રીને વઉ, નૌ=છોકરાની સ્ત્રી. સસ=સાસુ, ગભરૂ=બાળક, કાકા=કાકા, મામા=મામા વગેરે.

૪૦ રસોઇનાં નામ:—માની=રોટલો કે રોટલી, ખિચડી, ખીચડી, લડું=લાડુ, લપે=લાપસી, દાર=દાળ, રબ=રાબ વગેરે.

૪૧ મિઠાઇનાં નામ:—જલેબી=જલેબી, મોનથાર=મોનથાળ, સાટા=સાટા વગેરે.

૪૨ બાર માસનાં નામ:—આસાડ=અસાડ, શ્રાણ=શ્રાવણ, ભદ્રો=ભાદરવો, અસુ=આસુ, કત્તી=કારતક, નારી=માગસર, પો=પોસ, મા=મહા, ફગણુ=ફાગણ, ચેતર=ચૈત્ર, વૈસાખ=વૈશાખ, જેઠ=જેઠ.

૪૩ સાત વારનાં નામ:—આતવાર=રવિવાર, સોમવાર=સોમવાર, મંગલવાર=ભોમવાર, બુધવાર=બુધવાર, ભેસપતવાર=ગુરૂવાર, સુકરવાર=સુક્રવાર, છનીવાર-(છણછરવાર) શનિવાર.

૪૪ બાર માસમાં આવતા તેહેવારોનાં નામ:—વિઝયાડસમ=વિજયાદશમ, ધણુતેરસ=ધનતેરસ, કારીચોડસ=કાળીચૌદશ, ડીઆરી=દીવાળી, હોરી=હુતાસની=હોળી, રામનામી=રામનવમી. ડીવાસો=દીવાસો, ગોકલઆઠમ=ગોકુળઅષ્ટમી વગેરે.

૪૫ ત્રાંબા પીતળના વાસણોનાં નામ:—હાઢો=હાડો, કરસો=કળસો, કરસિયો=કળસિયો, ટબુડ=કરસલી=કળસલી, થારી=થાળી વગેરે.

૪૬ માટીના વાસણોનાં નામ:—મટ=માટલું, માટી=માટલી, મોરિયો=ઘડો, કુંની=હાંડલું, માનૈ=તાવડી, ઢકણી=ઢાંકણી વગેરે.

## ૨ સર્વનામ વિષે.

૪૭ સર્વનામઃ—જુકો સબધ નાંજે બધલે અચેતા, તં કે સર્વેનાં ચોન્તા જીંકઃ—જે શબ્દ નામને ઠેકાણે આવે છે, તેને સર્વનામ કહે છે. જેમકે:—આંઉ આવેન્વારો હુવોસ-હું આવવા વાળો હતો. તું અથવા પિંઢ આવેં-તું પોતે આવ્યો. આંઈ=મુંકે ચ્યાં=તમે મને કહ્યું. પોય પાકે સોંજ થાંધો=પછી આપણને સગવડતા થશે. ઇ વિયો=તે ગયો. ઉ ઉસ્યા=તેઓ ગયા. કેર વેધો ?=કોણ જશે ? જુકો આચિંધો સેવેંધો=હરકોઇ આવશે તે જશે. પિંઢ (અચિંધો) અચિંધા ?=પોતે આવશે વગેરે.

## ૩ વિશેષણ વિષે.

૪૮ વિશેષણઃ—એંએં સબધેજે ગુણ, સંખ્યા, સવાડ, ડેખાવ વગેરે ડેખાડે તો, તં કે વિશેષણ ચોન્તા=જીંકઃ—બીજા શબ્દોના ગુણ, સંખ્યા, સ્વાદ, દેખાવ વગેરે દેખાડે છે, તેને વિશેષણ કહે છે. જેમકે;—ડાઓ=ડાહ્યો, ચર્યો=ગાંડો, લજવોણો=બેશરમ, મુંઝો=મુંનો. જુછડો=ખરાબ, ઢીં, ઢીંઢીં, રજુ, રેબાલો=આચાર વગરનો મંદો, નમાલો, ઢીલો, લિલો, લબાડ=અપોચ્યો, સચ્ચો=સાચો વગેરે.

૪૯ રૂપ બતાવેછે તેઃ—જેમ કે;—મંધરો=ઠીંગણો, ડ્રિગો=ધ્રાંગો, વડો=મોરો, પુખતો=પોહોળો, ગોર=ગોળ, બસબર, ઠીક=બરાબર વગેરે.

૫૦ રંગ બતાવે છે તેઃ-જેમ કેઃ—રતો=લાલ, ધોરો=ધોળો, પીરો=પીળો. મકડો=માકડો, અછમકડો=ટિકેલસાઓ=કેસરીઓ વગેરે.

૫૧ સ્વાદ બતાવે છે તેઃ-જેમ કે, મઠો=મિઠો, તીખો=ખારો=તીખું, મોરો=મોળો, ખટો=ખાટું વગેરે.

૫૨ વાસ બતાવે છે તેઃ—જેમ કેઃ—છટ=દુર્ગંધ, સુગંધ, વગેરે.

૫૩ સંખ્યા બતાવનાર તે—જેમ કે;—હિકડો, બ, ત્રે, ચાર, પંજ, છ, સત, અઠ્ઠ, નોં, ડો=એક, બે, ત્રણ વગેરે.

૫૪ અનુક્રમ બતાવનાર જેમકે:—પેલો, બ્યો, ત્र્યો, ચોથો, પંઝઉં, છઉં, સતોં, અઠોં, નોંઉં, ડોઉ. વગેરે.

## ૪ ક્રિયાપદ વિષે

૫૫ ક્રિયાપદ જેમકે:—ખિલેતો=હસે છે, કુડેતો=કુદે છે, હાલે=તો=ચાલે છે, વિંઝ=જા, હલાં?=ચાલું? અચિંધોસ=આવીશ, નચેતો=નાચે છે, ભજેંતો=નાસે છે. કતેતી (નારિજાતિ)=કાતે છે, સીભેતો=સીવે છે. (નારીજાતીમાં સીભેતી) વગેરે.

## ૫ કૃદંત વિષે.

૫૬ કૃદંતને જાતિ હોય છે. જેમકેઃ—વર્ત્તમાન કૃદંતઃ—લખંધો લખતો, લખંધી=લખતી, લખંધા=લખતા વગેરે.

વિધિ વર્ત્તમાન કૃદંત જેમકે,—લખણું=લખવું,લખાવું=લખાંણું, લખાયો=લખાવાયો વગેરે.

૫૮ ભવિષ્ય કૃદંત—જેમકે લખેજો=લખવાનો વગેરે.

ભુત કૃદંત-જેમકે—લિખ્યો=લખ્યો, લિખેલો=લખેલો, લિખેલ=લખેલ, લિખી=લખી વગેરે.

## ૬ અવ્યય વિષે.

૬૦ અવ્યય જેં સબધ જે રૂપમેં કીં ફેરફાર થીએ નતો. મતે તેકેં જાતિ, વિભક્તિ કે વચન લગે નતો, સે સબધ અવ્યય

આય, અને કિતરેંક સબધેં જે રૂપમેં ફેરફાર થીએતા; તપણુ તેંકે અવ્યયમેં લેખેલા એંન. જિંક;=જે શબ્દના રૂપમાં કાંઈ ફેરફાર થતો નથી. એટલે તેને જાતિ, વિભક્તિ કે વચન લાગતું નથી, તે શબ્દ અવ્યય છે. અને કેટલાક શબ્દોના રૂપમાં ફેરફાર થાય છે. તો પણ તેમને અવ્યયમાં ગણેલા છે. જેમકે,—હરેં, હરેં, હરેં, હરેં, હરેં=ધીમો, ધીમો, ધીમી, ધીમું, ધીમાં વગેરે.

૬૧ અવ્યયના વડા ચાર ભેડ થીંનતા=અવ્યયના મોટા ચાર ભેદ થાય છે;—

૧ ઉભ્યાન્વયી અવ્યય. ૨ કેવળપ્રયોગીઅવ્યય. ૩ શબ્દયોગીઅવ્યય. ૪ ક્રિયા વિસેપણુ અવ્યય.

૬૨ **ઉભ્યાન્વયી અવ્યય:**—બ સબધ કબવાએકકે જોડે તો. જિંક;—બે શબ્દ કે બે વાકયને જોડે છે. જેમકે;—મું ઇલાજ કિયો. પણ, કીં ફાયધો થ્યોન=મેં યત્ન કર્યો પણ કાંઇ ફાયદો થયો નહીં. પંજનેં પંજ ડો થિન=પાંચને પાંચ દશ થાય. નારાયણજી અને રામજી આયા એન=નારાયણજી અને રામજી આવ્યા છે.

૬૩ **ઉભ્યાન્વયી અવ્યયના દાખલા:**—ત=તથા, અથવા, વા, અને, ને. ક=કે, જે. ત=તો. કીંક=કેમકે. જ=જો. લાય=માટે, વાસ્તે. ઇત્રે=એટલે. કીંજ=કેમજે. તપણુ=તોપણ, તથાપિ. નકાં, નકર, પણ, રખે, રખેને. કડેંક=કદાચ. કેનીંક=કદાચિત. વરી=વળી વગેરે.

૬૪ **કેવળપ્રયોગી અવ્યય:**—જડેં મનમાંથી હિરખ, સોક, નવાઇ, દુઃખ, ધિટકાર, અને અજબજા સબધ હેકડેધમછુટ બોલા જેન્તા, તડેંઉંની સબધેંકે કેવળપ્રયોગી અવ્યય ચોન્તા. જિંક;-

વા !=વાહ ! અરે ! ઓય ! ઓહો ! અરેરે !=અડેડે ! આહાહા અરે=અડે ! ઓય રે ! રે ! હાય ! હાય હાય ! ઓ ! થુ ! છી ! વોય ! વોયડે= વોયરે ! કો !=ક્યાં ! માઠ=ચુપ ! ખિસ=ખસ ! ભલા ! વાવા=વાહવાહ ! સચેં=ખરે ! સચાસચ ! =ખરેખરા પોઇસ ! ભલેં=ભલે ! છાભાસ != સાબાશ ! ધનધન ! ધન્ય ધન્ય ! ઠીક !=સારૂ ! પર્યા !=દુર ! ભસ ! બસ ! હૈયો ! –હાંઉં ! હિતે ! અથવા હિત્તા=અહિંયા ! બસબસ !=બસ બસ ! વગેરે ( આમાં ઘણા શબ્દો ગુજરાતી ભાષાને મળતા હોવાથી દાખલ લખ્યા નથી.

૬૫ શબ્દયોગી અવ્યયઃ—જુકો અવ્યય સબધેંકે જોડેલા હુવેન્તા: અને સે ક્રિયાંપધ ભેડા સાથ રખેતો, તેં કે સબન્ધયોગી અવ્યય. ચોન્તા=જે અવ્યય શબ્દને જોડાએલા હોય છે, અને તે ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે, તેને શબ્દયોગી અવ્યય કહે છે. શબ્દયોગી—જે શબ્દને લાગેલો હોય, તે શબ્દ અને શબ્દયોગીની વચ્ચે છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય અથવા ને પ્રત્યય લાગેલા હોય છે. અથવા તે પ્રત્યયનો લોપ હોય છે જેમકે;–જિંક;–ઇ પિંઠને ભા ભેરો આયો=તે પોતાના ભાઇની સાથે આવ્યો. પાટલે વટ લેખણુ પૈ આય =પાટલા આગળ કલમ પડેલી છે. લિખે લાય લેખણુ ડયો=લખવાને માટે કલમ આપો.

૬૬ શબ્દયોગી અવ્યયના દાખલાઃ—અગિયા=અગાઉ, જિંજ=અંદર, સોંસરો=આરપાર, વટોવટ=આસપાસ, વટે=પાસે, મથે= ઉપરાંત, વટે=કને, હેઠ=નીચે, પુઠિયા=પુઠે, પોય=પછી, જીં=પેઠે, વગર= વિના, બાર=બહાર, વચમેં=વચ્ચે, ભધસે=વતી, વચોવચ=મધ્યે, સામું= સનમુખ, સામું=સામા, ભેરો=સાથે, વગર=શિવાય, સીખેં=સુદ્ધાં, હેઠ= હેઠે, હેઠળ, કના=કરતાં, ઇન્નું=વડે, સીખે=સહિત વગેરે.

૬૭ ક્રિયાવિશેષણ અવ્યયઃ—જુરો અવ્યય વખત, ઠેકાણું, રીત ના વતાય અથવા જુરો સબધ ક્રિયાપધનો ગુણુ વતાયતો, ઉન સબધકે ક્રિયાવિશેષણ અવ્યય ચોન્તા=જે અવ્યય વખત, ઠેકાણું, રીત, નકાર બતાવે અથવા જે શબ્દ ક્રિયાપદનો ગુણુ બતાવે છે, તે શબ્દને ક્રિયા વિશેષણ અવ્યય કહેછે.

૬૮ વખત બતાવનારા ક્રિયાવિશેષણ અવ્યયના દાખલાઃ—હેર=હમણા, હેવર=અત્યારે, કડેં=કયારે, જડે=જ્યારે, તડેં=ત્યારે, હેવર=તત્કાળ, પલમેં=પલકમાં, રોજ=હમેશાં, અજ=આજ, કાલ=કાલે, ડિનસાલ=ઓણ, પર=પોહોર, ત્રયોવરે=પરાર, હેવર=હાલ, કડેં=કદિ, વરંધે=વળતી, અઞા=હજી, જલ્ધી=તરત, પેલા=પ્રથમ, આખર=અંતે, આખરે, તેડેમેં=તેવામા, પોય=પછી, છેટે=અંતરે, ડાનકી=હમેશાં, રોજ, જાયુક, નિત્ય, ડીંયાણી=રોજ રોજ, વારંવાર, ફેરાફેરે=ઘડીઘડી, હેયા હેયા=જલ્ધી જલ્ધી વગેરે.

૬૯ ઠેકાણું બતાવનારા અવ્યયના દાખલાઃ—તિત=ત્યાં, જિત=જ્યાં, કિત=કયાં, વટ=પાસે, ઓડો=નજીક, લગોલગ=લગભગ, છેટે=દૂર, આઘે, વેઘળે, પુઠિયા=પાછળ, પુઠે, પછવાડે, મથે=ઉંચે, ઉંચો, ઉંચા. હેઠ=હેઠળ, વચ્ચ=મધ્ય, મિંજ=માંહે, પેલો—પેહેલો, છેલો=છેલ્લો વગેરે.

૭૦ રીત બતાવનારા અવ્યયના દાખલાઃ—ઈં=આમ, તીં=તેમ, જીં=જેમ, કીં=કેમ, હરેં=હળવે વગેરે.

૭૧ નકાર બતાવનારા અવ્યયના દાખલાઃ—મ=ના, નાંય=નથી વગેરે.

૭૨ બીજા અવ્યયના દાખલાઃ—જરા=થોડું, લિખબેરે, લિગ-રિક, અલ્પ, સાવથોડો=જરાક, થોડો=થોડું પણું, બક=જિઓ=બ-ણિક, બરાબર=બરાબર, બસો=મહુ, ખરો=ખરું, ઓછો=ઓછું, નિકી=નકી, બેસક=બેશક. જજોકરેને=ઘણુંકરીને, ત=તો, હે=એ, ઠીક=ઠીક, રવાનો=રવાને, પધરો=પ્રગટ, પેધા, ઉત્પન્ન, કરેને, ધમધમ=ધમોધમ વગેરે.

## જાતિવિષે.

૭૩ જાતિઃ—શ્રી કચ્છી ભાષા મેં જાતિ=બજ અંન. ૧ નર અને ૨ માધા (નારિ) શ્રી કચ્છી ભાષામાં જાતિબેજ છે. નરજાતિ અને ૨ નારિજાતિ.

૭૪ નરજાતિઃ—ઇન જાતજા સબધ નરજેજીં બોલા જેન્તા. અને તેં જે છેડે તે ઘણુંભાગે ઓ અચેતો. જેકે કેડો લગેતો, સે નરજાતિ આય. જિંકઃ=એ જાતિના શબ્દો નરની પેઠે બોલાય છે. અને તેને છેડે ઘણું કરીને ઓ આવે છે. જેને કેવો લાગે છે, તે નરજાતિ છે. જેમકે;—કેડો=કેવો, ઘેટો=ઘેટો, ઠગો=બગો, સીં=સિંહ, છોકરો=છોકરો, ગડોડો=ગધેડો, ચિત્રો=દીપળો વગેરે.

૭૫ નારિ જાતિઃ—જુધો સબધ માધા (નારિ) જેજીં બોલા જેન્તા, અને જેં જે છેડે કેડી=(ઇ) લગેતી સે માધા જાતિ આય. જીંકઃ—જે શબ્દો સ્ત્રીની પેઠે બોલાય છે, અને જેને છેડે કેવી=(ઈ) લાગે છે, તે નારિજાતિ છે. જેમકે;—ચોપડી=ચોપડી, ઘોડી=ઘોડી, ગા=ગાય, તાપી=તાપી, ગોમતી=ગોમતી, તરાર=તલવાર વગેરે.

૭૬ નાન્યતર જાતિ વિષેઃ—શ્રી કચ્છી ભાષામેં ૪ જાતિ નાંય. પણ ઇન જાતિજા સબધ નરજાતિ જેડ઼ા બોલાજેન્તા. જીંક;—શ્રી કચ્છી ભાષામાં એ જાતિ નથી. પણ એ જાતિના શબ્દો નરજાતિના જેમ બોલાય છે. જેમકે;—ગડો=ગાડું, મોતી=મોતી, છોકરૂં=છોકરો વગેરે.

૭૭ નાન્યતર જાતિના શબ્દો નારિ જાતિમાં આવે છે. તે વિષેઃ—વરી, કોય કોય નાન્યતર જાતિના સબધ માધા જાતિમેં પણ અચેન્વા. જીંક;—ખજુર, સોપારી અને જનોઇ વગેરે=વળી, કોઇ કોઈ નાન્યતર જાતિના શબ્દો નારિજાતિમાં પણ આવે છે. જેમકે;—ખજુર, સોપારી અને જનોઇ, વગેરે.

## વચન વિષેઃ—

૭૮ વચનઃ—શ્રી કચ્છીમેં વચન બ એન. ૧ હિકડો વચન અને બીવચન=શ્રી કચ્છીમાં વચન બે છે. ૧ એક વચન અને બહુવચન.

૭૯ એક વચન બહુ વચન વિષેઃ—જેં સબધમેં હિકડે જેડો હુવે, સે હિકડો વચન અને હિકડે કન્ના વધુ હુવે ૪ બીવચન ચોવા જેતા=જે શબ્દમાં એકપણું હોય તે એકવચન અને એક કરતાં વધારેપણું હોય તે બહુવચન કહેવાય છે.

૮૦ જેં સબધજે છેડે ત અકાર હુવે તો; તેંજો બીવચન કુણું હુવેત; સબધમેં કીંપણ ફેરફાર થીએ નતો. જીંક;—ગોઆર, બાજર, ધર, જંધર, ફરાર, વગેરે=જે શબ્દને છેડે અકાર હોય છે, તેનું બહુવચન કરવું હોય તો, શબ્દમાં કાંઇપણ ફેરફાર થતો નથી, જેમકે;—અર્થઃ—ગોઆર, બાજરો, ધર, ઘંટી, ફરાળ વગેરે.

૮૧ જેં સબધજે છેડેતે ઈકાર હુવેત, તેંજો બૌવચન કેણું હુવેત, ઉં અથવા યું લગેતો. જીંક,—ઠકરી=ડકરીઉં. ચૈરે=ચરેયું, બાયડી=બાયડીયું. વગેરે;=જે શબ્દને અંતે ઈકાર હોય છે, તેનું બૌવચન કરવું હોય તો ઉં અથવા યું લાગે છે. જેમકે;—ઠીકરી, ગાંડી, બૈરી વગેરે ગુજરાતીમાં અર્થ થાય છે.

૮૨ જેં સબધજે છેડે તે એ લગેતો. તેંજો બૌવચન કેણું હુવેત. ઇ તથા ઉં થાએતો. જીંક;—મે=મેંસ, મેઇઉ=મેંસોં. વગેરે.=જે શબ્દને અંતે એ લાગે છે. તેનું બહુવચન કરવું હોય તો ઇં તથા ઉં લાગ છે. જેમકે;—ઉપર પ્રમાણેજ થાય છે.

૮૩ જેં સબધજે છેડે તે ઓ હુવેત, તેંજો બૌવચન ઓ જો અંતર કઢી વિજેથી થીએતો. જીંક;—ગડો=ગડા, ડડો=ડડા. સરીઓ=સરીઆ વગેરે=જે શબ્દને છેડે ઓ હોય છે, તેનું બહુવચન ઓનો માત્ર કાઢી નાંખવાથી થાય છે. જેમ કે;—અર્થ;—ગાડું, દડો, સળીઓ વગેરે.

૮૪ જેં સબધજે છેડે તે ઓં હુવેત, તંજે બૌવચનમેં ઇઉં લગાએથી થાએતો. જીંક;—ગો=ગોઈઉં, પોં=પોંઇઉં. વગેરે.=જે શબ્દને છેડે ઓં હોય છે. તેનાં બહુવચનમાં ઇંઉં લગાડવાથી થાય છે. જેમકે;—અર્થ;—ગાય, બકરી, વગેરે થાય છે.

## વિભકિત વિષે.

૮૫ વિભક્તિ:—હરેક સબધ હિકડેં બેંજી ભેડા જુકો, સંબંધ રખેતો અને સે સંબંધ જેનું ગણાયતો તેંકે વિભક્તિ જા પ્રત્યય ચોન્તા=વિભક્તિ હરેક શબ્દ એક બીજાની સાથે જે સંબંધ રાખે છે.

અને તે સંબંધ જેથી જણાય છે, તેને વિભક્તિના પ્રત્યય કહે છે.

૮૬ જે સબધેંજે જમણી બાજુ ને, એ, મે, વગેરે અખર અચેન્તા, તેંકે પ્રત્યય ચોન્તા=જે શબ્દોની જમણી બાજુ ને, એ, મેં વગેરે અક્ષરો આવે છે, તેને પ્રત્યય કહે છે.

૮૭ એડી રીતસેં કચ્છી ભાષામેં પણ સત્ત વિભાક્તયું અને તેં કે જુડો પ્રત્યય લગેન્તા, સે નીચે લખ્યા એંન=એ રીતે કચ્છી ભાષામાં પણ સાત વિભક્તિઓ અને તેને જે પ્રત્યય લાગે છે, તે નીચે લખ્યા છેઃ—

૧ પહેલીનો પ્રત્યય નથી.
૨ બીજીનો પ્રત્યય કે.
૩ ત્રીજીનો પ્રત્યય એ, (પણ કોઇ વખત પ્રથમ રૂપે રહે છે.)
૪ ચોથીનો પ્રત્યય લાય.
૫ પાંચમીનો પ્રત્ય ણું, વખતે 'થી પણ લાગે છે.
૬ છટ્ઠીનો પ્રત્યય જો, જી, જા, અને જાં, થાય છે.
૭ સાતમીનો પ્રત્યય મેં થાય છે.

૮૮ શ્રી ગુજરાતી ભાષામાં;—પહેલી અને બીજીને પ્રાત્યય નથી. ત્રીજીનો એ, વડે, ચોથાનો ને, પાંચમીનો થો, થકો, થકો, થકું, છટ્ઠીનો નો, ની, નું, ના, સાતમીનો પ્રત્યય માં, એ થાય છે.

૮૯ શ્રી કચ્છી ભાષામાંઃ—૧ આંઉ. ૨ તું. ૩ તો. ૪ ઉ. ૫ આંઈ, ૬ પાણ-(પિંઢ) અને ૭ કેર વગેરે. એંન=તેમજ શ્રી ગુજરાતી ભાષામાં;—૧ હું, ૨ તું, ૩ તે, ૪ આપણ ૫ આપ ૬ પોતે અને ૭ કોણ, એ સાત શબ્દો સર્વનામમાં ગણાય છે.

૫૦ પેહેલો પુરૂષ સર્વનામ આંઉં=હું નાં રૂપ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ આંઉ,=હું. | ૧ અસીં=અમે. |
| ૨ મુંકે=મને. | ૨ અસાંકે=અમને. |
| ૩ મું=મેં. | ૩ અસીં=અમે. |
| ૪ મુંલાય, મુંકે=મારે માટે સારૂ. | ૪ અસાંલાએ, અસાંકે=અમારે માટે, સારૂ. |
| ૫ મુંનું-(વટા)=મારાથી થકી, મુજથી, હુંથી. | ૫ અસાંનું=અમારાથી, થકી, અમથી. |
| ૬ જી, જા, જાં=મારો, રી, રૂં, રા, રાં. | ૬ અસાંજો,જી, જા, જાં=અમારો, રી, રૂં, રા, રાં. |
| ૭ મું મેં=મારામાં. | ૭ અસાંમે=અમારામાં, અમમાં. |

૫૧ બીજે રૂપે બહુવચન—આપણુનાં રૂપ.

૧ પહેલી-પાણુ=આપણે આપણુ.

૨ બીજી પાણુકે, પાકે=આપણુને.

૩ ત્રીજી-પાણુ, પાણે=આપણે.

૪ ચોથી-પાણુલાએ=આપણે માટે, સારૂ.

૫ પાંચમી-પાણુનું=આપણુથી, થકી.

૬ છઠ્ઠી પાંજો, જી, જા, જાં;=આપણો, ણી, ણું, ણા, ણાં.

૭ સાતમી-પાંમે (વટાં)=આપણુમાં.

૬૨ બીજો પુરૂષ તું અથવા તો નાં રૂપ.

| એકવચન. | બહુવચન. |
| --- | --- |
| ૧ તું=તું. | ૧ આંઇં=તમે. |
| ૨ તોકે=તને. | ૨ આંકે=તમને. |
| ૩ ઉ=તે. | ૩ ઉની=તેઓ. |
| ૪ તોલાય=તારે માટે, સારૂ. | ૪ આંલાએ=તમારા માટે, સારૂ. |
| ૫ તોનું=તારાથી, તુંથી, તુજથી. | ૫ આનું=તમારાથી, તમથી, થકી. |
| ૬ તોજો, થકી, જી, જા, જાં=તારો, રી, રૂ, રા, રાં. | ૬ આંજો, જી, જા, જાં=તમારો, રી, રૂ, રા, રાં. |
| ૭ તોમેં=તારામાં. | ૭ આંમેં=તમારામાં, તમમાં. |

૬૩ ત્રીજો પુરૂષ તે=ઉ નાં રૂપ.

| એકવચન. | બહુવચન. |
| --- | --- |
| ૧ ઉ=તે. | ૧ ઉની=તેઓ, તે. |
| ૨ ઉનકે=તેને. | ૨ ઉનીંકે=તેઓને, તેમને, |
| ૩ ઉન=તેણે. | ૩ ઉની=તેઓએ, તેમણે. |
| ૪ ઉનલાય=તેને માટે, સારૂ. | ૪ ઉનીલાય=તેઓને માટે, સારૂ. તેમને વગેરે. |
| ૫ ઉનનું=તેથી, થકી. | ૫ ઉનીનું=તેઓથ થકી. |
| ૬ ઉનજોજી, જા, જાં=તેનો, ની. નું. નાં. | ૬ ઉનીંજો, જી, જા, જાં= તેઓ, તેઓનો, નો, નું, ના. |
| ૭ ઉનમેં=તેમાં. | ૭ ઉનીમેં=તેઓમાં, તેમનામાં. |

૮૪ પિંઢ=પોતેનાં રૂપ એકવચન તથા બહુવચનમાં-નર તથા નારી જાતિમાં નીચે પ્રમાણે થાય છે.

૧ પહેલી—પિંઢ=પોતે.

૨ બીજી—પિંઢકે=પોતાને.

૩ ત્રીજી—પિંઢે, પિને=પોતે.

૪ ચોથી—પિંઢલાય=પોતાને માટે સારૂ.

૫ પાંચમી—પિંઢનું, પિંઢથી=(વકાં)=પોતાથી, થકી.

૬ છઠ્ઠી—પિંઢજો, જી, જા, જાં=પોતાનો, ની, નું, ના.

૭ સાતમી—પિંઢમેં=પોતામાં.

૮૫ કેર=કોણનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

૧ પહેલી—કેર=કોણ.

૨ બીજી—કેં કે=કોને, કેને.

૩ ત્રીજી—કેં=કોણે, કેણે.

૪ ચોથી—કેંલાય=કોને માટે, સારૂ. કેને માટે સારૂ.

૫ પાંચમી—કેંનુ, કિનિલાય=કોનાથી, થકી, કેનાથી, થકી.

૬ છઠ્ઠી—કેંજો, જી, જા, જાં=કોનો, કેનો, ની, નું, ના.

૭ સાતમી—કેંમેં, કિનમેં=કોનામાં, કેનામાં.

શિવાય શ્રી કચ્છીમાં=હી=આ, હુ, એ ઉ=હલાણો, કિયો=કયો, કુરો=શો, શી, શું બોલાય છે.

૯૬ નામનાં રૂપ—નરજાતિ જેને છેડે ઓ હોય છે. જેમકે;—નીંગરો=એટલે છોકરોનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ નીંગરો=છોકરો. | ૧ નીંગરા=છોકરા. |
| ૨ નીંગરે કે. | ૨ નીંગરે કે. |
| ૩ નીંગરે. | ૩ નીંગરેં. |
| ૪ નીંગરેલાય. | ૪ નીંગરેંલાય. |
| ૫ નીંગરેનું, થી. | ૫ નીંગરેંનું, થી. |
| ૬ નીંગરેજો, જી, જા, જાં. | ૬ નીંગરેંજો, જી, જા, જાં. |
| ૭ નીંગરેમેં. | ૭ નીંગરેંમેં. |

૯૭ નારીજાતિ જેને છેડે ઇ હોય છે, તેનાં રૂપ. જેમકે;-ગાડી.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ ગાડી. | ૧ ગાડીઉં. |
| ૨ ગાડીકે. | ૨ ગાડીએંકે. |
| ૩ ગાડીએ. | ૩ ગાડીએં. |
| ૪ ગાડી લાય. | ૪ ગાડીએં લાય. |
| ૫ ગાડીનું, ગાડીથી. | ૫ ગાડીએંનુ, ગાડીએંથી. |
| ૬ ગાડીજો, જી, જો, જાં. | ૬ ગાડીએંજો,જી,જા, જાં. |
| ૭ ગાડીમેં. | ૭ ગાડીએંમેં. |

૯૮ નરજાતિ જેને છેડે ઉં હોય છે. જેમકે;—લકું=લાકડું.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ લકું. | ૧ લકું. |
| ૨ લકુંકે. | ૨ લકુંએંકે. |

| | |
|---|---|
| ૩ લડું. | ૩ લડુંએં. |
| ૪ લડું લાય. | ૪ લડુએં લાય. |
| ૫ લડુંનું, લડુંથી. | ૫ લડુંએંનું, લડુંએંથી. |
| ૬ લડુંજો, જી, જા, જાં, | ૬ લડુંએંજો, જી, જા, જાં. |
| ૭ લડુંમેં. | ૭ લડુંએંમેં. |

૯૯ વિભક્તિનાં પ્રત્યય લગાડેલાં ઉદાહરણ. અ.

ભિત=ભીતનાં રૂપ નીચે પ્રમાણે થાય છે;—

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ ભિત. | ૧ ભિતું. |
| ૨ ભિતકે. | ૨ ભિતેંકે. |
| ૩ ભિત. | ૩ ભિતેં. |
| ૪ ભિતલાય. | ૪ ભિતેંલાય. |
| ૫ ભિતનું, થી. | ૫ ભિતેંનું, થી. |
| ૬ ભિતજો, જી, જા, જા. | ૬ ભિતેંજો, જી, જા, જાં. |
| ૭ ભિતમેં. | ૭ ભિતેમેં. |

૧૦૦ પી ધાતુ મૂળભેદ, સકર્મક ક્રિયાપદ અને વર્તમાન કાળના રૂપ નીચે પ્રમાણે થાય છેઃ—

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ આંઉં પિયાંતો=હું પીઉં છું. | ૧ અસીં પીંઓંતા=અમે પીએ છીએ. |
| ૨ તું પીએંતો=તું પીએ છે. | ૨ આંઇ પીઓતા=તમે પીઓ છો. |
| ૩ ઉ પીએતો=તે પીએ છે. | ૩ હિંપીએન્તા=તેઓ પીએછે. |

૧૦૧ નારી જાતિનાં રૂપ નીચે પ્રમાણે થાય છેઃ—

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ પહેલો પુરૂષ—આંઉ પીંયાંતી. | અસીં પીંઓત્યું. |
| ૨ બીજો પુરૂષ—તું પીંએંતી. | આંઇ પીઓત્યું. |
| ૩ ત્રીજો પુરૂષ—ઉ પીએતી, | ઉ પીએન ત્યું. |

૧૦૨ અનિયમિત વર્તમાનકાળ નર તથા નારીજાતિનાં રૂપ નીચે પ્રમાણે થાય છેઃ—

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ આંઉં પીંઆં ?=હું પીઉ ? | અસીં પીંઓ ? અમે પીએ ? |
| ૨ તું પી=તું પી. | આંઇ=પીઓ=તમે પીઓ. |
| ૩ ઉ પીએ=તે પીએ. | ઉ પીએન=તેઓ પીએ. |

૧૦૩ વિધિ વર્તમાનકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ નરજાતિ—પીણો=પીવો. | પીણાં=પીવાં. |
| ૨ નારીજાતિ—પીણી=પીવી. | પીણી=પીવી, |

૧૦૪ ભૂતકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છેઃ—

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ નરજાતિ—પીધો=પીધો. | પીધા ?=પીધાં. |
| ૨ નારીજાતિ—પીધી=પીધાં. | પીધી=પીધી. |

૧૦૫ અનિર્યમિત ભૂતકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | પહેલો પુરૂષ—મું પીચોતે=હું પીતો હતો. | અસીં પીચોતે=અમે પીતા હતા. |
| ૨ | બીજો પૂરૂષ—તો પીધે તે=તુ પીતો હતો. | આંઇં પીધાંતે=તમે પીતા હતા. |
| ૩ | ત્રીજો પૂરૂષ—ઉન પીધો તે=તે પીતો હતો. | ઉનીં પીધાં તે=તેઓ પીતા હતા. |

૧૦૬ સંકેત ભૂતકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છે:—

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | પહેલે પૂરૂષ—મું પીત=હું પીત. | અસીંપીત=અમે પીત. |
| ૨ | બીજો પૂરૂષ—તો પીત=તુ પીત | આંઇપીત=તમેપીત. |
| ૩ | ત્રીજો પૂરૂષ—ઉનપીત=તે પીત. | ઉંનીંપીત=તેઓ પીત. |

૧૦૭ ભવિષ્યકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છે:—

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | પહેલો પૂરૂષ—આંઉં પીંધોસે=હું પીસ. | અસીં પીંધાસીં=અમે પીશું. |
| ૨ | બીજો પૂરૂષ—તું પીંને ?=તું પીશે ? | આંમ પીંધા ?=તમે પીશો ? |
| ૩ | ત્રીજો પૂરૂષ—ઉ પીંધો ? તે પીશે ? | ઉ પીંધા ?=તેઓ પીશે ? |

૧૦૮ ઉપરના ક્રિયાપદનાં નારીજાતિનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ પહેલો પૂરૂષ—આંઉં પીંધીસ =હું પીશ. | અસીં પીંધાસીં=અમે પીશું. |
| ૨ બીજોપૂરૂષ—તું પીનીંએ ?=તું પીશે ? | આંઇં પીન્યું ?=તમે પીશો ? |
| ૩ ત્રીજો પૂરૂષ—ઉ પીંધી ?=તે પીશે ? | ઇ પીન્યું ?=તેઓ પીશે ? |

૧૦૯ જા ધાતુ મૂળભેદ સકર્મકક્રિયાપદ અને વર્તમાનકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છેઃ—

| એકવચન. | બહુબચન. |
|---|---|
| ૧ આંઉં વિગ્નાંતો=હું જાઉંછું. | અસીં વિગ્નાંતા=અમે જઇએ છીએ |
| ૨ તું વિંગ્નોતો=તું જાય છે. | આંઇંવિંગ્નોંતા=તમેજાઓછો. |
| ૩ ઉ વિંગ્નોંતો=તેજાય છે. | ઇવિંગ્નોંન્તા=તેઓ જાય છે. |

૧૧૦ ઉપરના કાળનું નારીજાતિનું રૂપ નીચે પ્રમાણે થાય છે.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ આંઉં વિગ્નાંતી. | અસીં વિંગ્નોંત્યું. |
| ૨ તું વિંગોંતી ? | આંઇં વિંગોંત્યું ? |
| ૩ ઉવિગ્નોંતી ? | ઈ વિંગ્નોંનત્યું. |

૧૧૧ અનિયમિત વર્ત્તમાનકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છેઃ—

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | આંઉ વિંઞાં ? હું જાઉ ? | અસીં વિંઞોં ?=અમે જઈએ ? |
| ૨ | તું વિંગોં=તું જાય. | આંઇ વિંગોં=તમે જાઓ. |
| ૩ | ઉવિંગોં=તે જાય. | ઈવિંગોં=તેઓ જાય. |

૧૧૨ વિધિ વર્ત્તમાનકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | નરજાતિ—વિંઞાણું. | વિંગાણાં. |
| ૨ | નારિજાતિ—વિઞાણી. | વિંગાણિયું. |

૧૧૩ ભુતકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છેઃ—

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | નરજાતિ—વ્યો=ગયો. | વ્યા=ગયા. |
| ૨ | નારીજાતિ—વઈ=ગઈ. | વેયું=ગઈયો. |

૧૧૪ અનિમિતભૂતકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છેઃ—

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | નરજાતિ—વેંધો=જતો. | વેંધા=જતા. |
| ૨ | નારીજાતિ—વેંધી=જતી. | વેંધ્યું=જત્યું. |

૧૧૫ ભૂત વર્ત્તમાનકાળનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | આંઉ વ્યોએયાં=હું ગયો છું. | અસીંવ્યાએયોં=અમે ગયા છિયે. |

